# સટોરીઆનો સનેપાત અને ડોલતી દુનિઆ.

——:o:——

( સટોરીઆનો રાજીઓ: )

હાય હાયરે આથી રંડાપો બહુ સારો
થયો સટોરીઓ ધણી મારોરે—હાય હાયરે ૧
હાય અવળી બુદ્ધિ તેને સુઝી
હતી બાપની સારી એને પુંજી
ફના કરી બન્યા આજ મુંજીરે—હાય હાયરે ૨
ગામ છોડીને શહેરમાં આવ્યા
ભણવા સુરત માંહી લાવ્યા
પછી સટ્ટા માંહી તો ફસાવ્યારે—હાય હાયરે ૩
જાય કોલેજ માંહી તો ભણવા
રાત્રે સટ્ટાના આંકડા ગણવા
છતે પસે ગયા શું મરવા—હાય હાયરે ૪
નાટક સીનેમા જોવાને તે જાયે
પછી સટ્ટાના ધંધા તો થાયે
પેટ ભરીને ભુસાં ફકાયેરે—હાય હાયરે ૫

રૂ વાળાનો ટેકરો ગાજે
પારસી શેરીનું નાકું તે કાજે
નફ્ફટ બનીને નહી તે લાજેરે—હાય હાયરે ૬
પિતા જાણે કે દિકરા ભણશે
સારી નામના તે મ્હારી કરશે
મ્હારા જીવનના દુઃખો તે હરશેરે—હાય હાયરે ૭
ઘર બ્હાર હતા આ રાજે
જર જમીન મુકી સટ્ટા કાજે
કીધું સહુ સટ્ટામાં હરાજેરે—હાય હાયરે ૮
ધન્ય સુરતની બલીહારી
થાય સટામાં સહુની ખુવારી
બેઠા સટામાં કાંઇ પરવારીરે—હાય હાયરે ૯
ગવરમેન્ટ સુણોને આ અરજી
બન્યા સટામાં એ કેવા ગરજી
જાણે કપડું કાતરે છે દરજીરે—હાય હાયરે ૧૦
પોલીસ અમલદાર આવી જુઓ
કોઈ ગરીબના આંસુડા લુઓ
થયો પાતળીઓ આ કુવોરે—હાય હાયરે ૧૧
પાયમાલી સટામાં તો થાતી
લીધા ખાધાની મોકાણુ માંડાતી
એમના બરાં કુટે છે છાતીરે—હાય હાયરે ૧૨
હવે હદ વળી બાપુ ઝાઝી

રહ્યા બાર વાગે તે તો રાજી
વદે મનુ સુધારો આ બાજીરે–હાય હાયરે ૧૩

---

# સટ્ટાનો અંધાપો.

( રાગ–જાગો જનુની જાયા રે. )

સટોરીઆઓ પાકયા આજે, ડુબી હિન્દુસ્થાન
કેમ નશીબ ભારતનું ભાસે, ઓ હિન્દુ મુસલમાન. ૧
હરામીઓના ધંધાથી બનતા ખંધા
કેમ માત રહીના વંધ્યારે, આ ડુબી હિન્દુસ્થાન. ૨
મધ્ય રજનીમાં કુટાતા, ઘુવડ સમ તે ઘુઘવાતા
પૈસાનાં પાણી થાતાં રે, આ ડુબી હિન્દુસ્થાન. ૩
પૈસાની થાતી ખુવારી, ઘરમાં રૂવે છે નારી
બાઈ સાહેબ થાતા ભીખારીરે, આ ડુબી હિન્દુસ્થાન. ૪
ઘર બહાર સૌ વેચાયે જર, જમીન તો મુકાયે
લોહીના પાણી થાયેરે, આ આ ડુબી હિન્દુસ્થાન. ૫
કોઈ છક્કા, પંઝા કરતા, વળી સટા માંહિ પડતા
ચોક્કા માંહી કો રડતારે, આ ડુબી હિન્દુસ્થાન. ૬
કંઇ કંઇને સ્વપ્નું આવે, તોડ બાંધી આંક લગાવે
ભલભલાના દીલ ફસાવેરે, આ ડુબી હિન્દુસ્થાન. ૭
ધન્ય સટાની બલીહારી, ભારત બન્યું ભિખારી
રૂવે નર ને નારીરે, આ ડુબી હિન્દુસ્થાન. ૮

કોઇ તેજી મંદી લાવે, ખાધા, લીધા, બોલાવે
આપ્યા, લીધા તો કાવેરે, આ દુખી હિન્દુસ્થાન. ૯
કોઈ મુવાની પોકો પાડે, પારસી શેરીમાં બરાડે
વહેમનું એ ભૂત કોણ કાઢેરે, આ દુખી હિંદુસ્થાન. ૧૦

---

આંધળો ૪ થો

## કુલાંગાર કપૂત

—( રાગ. મેરે મૌલા બુલાલે )—

---

હવે હદ વળી શીદ અંધ બનો
ચસ્મા ઢળ બની, શીદ અંધ બનો— હવે
શેર—ફેશન તણા ફરે પડી. એ મોહની બેડી પડી
બહાદુર હતા ચાલી ગયા, નકલી પડયા નજરે ચડી
વિષય શ્વાન વિલાસી શું અંધ બનો— હવે
શેર—રજની મહી દશ વાગતાં, મોટર આવી બારણે
પ્રીતમ કે નાટય સ્થાનમાં, જોવા જવાના કારણે
જુઓ આદી જમાનો શું અંધ બનો— હવે
શેર—વૃદ્ધ વડીલો પારજીત, નાણું મળ્યાં વારસ થઇ
નહી તો પછી બે બાપના,, બેટા થયા દત્તક રહી
કુળ મેશ લગાડીશું અંધ બનો— હવે

શેર—પ્રાચિન તણી જે પ્રેમદા, શીયળ મહી જે સુંદરી
આજે રખડતી રજની મહી, સુધરેલમાં એ વંતરી
શીયળ ઇયળ સમજી શું અંધ બનો— હવે
શેર—એવા મળ્યા સ્વામિજ જે, હાથે બનાવે કુલટા
સ્વછંદ એ સુધરેલમાં, મર્ગ લેતી ઉલટા
ભુલી ભાન પોતાનું શું અંધ બનો— હવે
શેર—નિરભય બની નિર્લજ થઇ, ભમતા ભમે એ આંધળા
સપૂત કે કપૂત કો ઇજ્જતના છે કાંકરા
ભરથાર બની શું ભવાડા કરો— હવે
શેર—પ્રાચિન તમારા દેશમાં, ઇતિહાસમાં વંચાય છે
જે સાધવી સતીયો તણા, ગુણ તેમાં ગાય છે
તેની તનયા તમ શીદ અંધ બનો— હવે
શેર—જુવાનીમાં દીવાની તો, પાગલની તો દેખાય છે
કપૂત કુખે પાકતાં, એ કુળને લજવાય છે
દાસ મનુ વદે શીદ અંધ બનો— હવે

---

## દારૂ તાડીનો ફટકો.

### "રાગ-જાગો જનુની જાયારે"

દારૂ તાડીના દીવાનીમાં ડુબી હિન્દુસ્થાન,
છોડો હવે તો હદ વળી ઓ હિન્દુ મુસલમાન. ૧
શું ? સ્વાદ હશે એ મીઠી, કંઇ લાજવીનાના દીઠા;

શોધે દારૂના પીઠારે, ઓ હિન્દુ મુસલમાન. ૨
કંઈક લથડીઆઓ ખાતાં, કોઈ નગ્ન વાળી દેખાતા;
છતાં નથી શરમાતારે, ઓ હિન્દુ મુસલમાન. ૩
કંઇ ન્યાતવરો આવે, તાડીનાં ઘડીઆં લાવે;
પછી તોફાનો તે મચાવેરે, સારી હિન્દુ મુસલમાન. ૪
કોળી દુબળાંને ઘાંચી, ખતરી ગોલા ને માછી;
પીતા ઢીચી ઢીચીરે, ઓ હિન્દુ મુસલમાન. ૫
સૂર્ય સખતના તાપે, સખત મજુરી કરતા;
પીઠામાં પૈસા ભરતારે, ઓ હિન્દુ મુસલમાન. ૬
ગુલામી કયારે છુટે, દારૂ પીવાનો મુકે;
ત્યારે ગુલામી છુટે રે, ઓ હિન્દુ મુસલમાન. ૭
જે પાપ જેમાં ગણુતા, તેમાં મદદ શું કરતા;
એ દેશના દ્રોહી બનતારે, ઓ હિન્દુ મુસલમાન. ૮
દારૂ તણુા દીવાના, રહેશો કફન વીનાના;
વળી સ્થીર નહી થવાનારે, ઓ હિન્દુ મુસલમાન. ૯
પિતા થયા નરનારી, ખોઇયાં ખાતાં આબકારી
કમાણી ચાલી ભારીરે, ઓ હિન્દુ મુસલમાન. ૧૦
કોઇ ભાંડ મુખીથી બોલે, ગાંડાની માફક ડોલે;
ઇજ્જતના પડદા ખોલેરે, ઓ હિન્દુ મુસલમાન. ૧૧
મા બ્હેન વહુને દીકરી, આંખે કદીના જોતા;
મનમાં આવે તે બકતારે, ઓ હિન્દુ મુસલગાન. ૧૨

દીન રજનીમાં અથડાતા, અંધારામાં કુટાતા;
ગટરમાં ગોથા ખાતારે, ઓ હિન્દુ મુસલમાન. ૧૩

બબબબ કરીને બકતા, નીશામાં લવારી કરતા;
રખડેલ સમ રવડતારે, ઓ હિન્દુ મુસલમાન. ૧૪

કોપ પીવા પીઠામાં જાયે, કોઈ ખાનગી મંગાવે;
એ દેશને ડુબાવેરે, ઓ હિન્દુ મુસલમાન. ૧૫

ઓ ભ્રાત ભગિની મારા, વ્યસન છે નઠારા;
મન કે નિશાથી રેજો ન્યારારે. ઓ હિન્દુ મુસલમાન.૧૬

---

# વાવોલ ગામમાં દૈવી અગ્નિ
# કોપ.

**ભજન પહેલું**–( રાગ મરસીયો )

હાય હાયરે કોણે દાવાનળ જગાડયો,
સારી વાવોલને ભીખ મગાવ્યોરે. હાય હાયરે ટેક.
હાંરે કુદરત કોપી રહી આ ટાંણે,
**હાંરે સહુ બેઠા'તા પોતાને મારે;**
હાંરે રાડ પડી સીતમની તે ટાંણેરે–હાય હાયરે. (૧)
હાંરે ધાજો ધાજોની રાડો પડતી,
હાંરે ઘણી વનીતાઓ રાડો કરતી;
હાંરે ગૌ માતાઓ ભુખે મરતીરે–હાય હાયરે. (૨)

૧૪૮૦૧



હાંરે ઘર ગરથ સહુએ ગુમાવ્યાં,
હાંરે જોઇ નેણાંમાં નીર ભરાયાં;
હાંરે સહુને સાધુને વેષે બનાવ્યારે—હાય હાયરે. (૩)
હાંરે પ્રભુ દયા તે જરા ન આવી,
હાંરે સહુ ઘરોમાં લાય લગાડી;
હાંરે બાળ રોતાં કાઢયાં ઘર બાળીરે—હાય હાયરે. (૪)
હાંરે પ્રલય પવનને જોસ જમાયો,
હાંરે ખરે ટાંણે તે ખેલ ભજાયો;
હાંરે સારી વાવોલને લંકા બનાયોરે—હાવ હાયરે. (૫)
હાંરે સહુ અરજી તે દીલમાં ધરજો,
હાંરે તમો વાવોલની વાહરે ચડજો;
હાંરે કેહે **રામદાસ** સૌ સહાય કરજોરે—હાય હાયરે. (૬)

---

પ્રકાશક—બાબુ નારણદાસ મોહનલાલ.
ઠે૦ દરીઆપુર નાની હવેલીની પોળ, **અમદાવાદ.**
સને ૧૯૨૯ સંવત ૧૯૮૫ પ્રત ૨૦૦૦ આવૃતિ ૧ લી.
અમદાવાદ કાલુપુર કપાસીઆ બજારમાં રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ રાયચંદ હીરાચંદે છાપી.
કીંમત ૦-૦-૬